# परत्रिय रति निषेधक बावनी

भट्ट. चतुर्भुज वि. दुर्गाशंकर विरचित.

છપાવી પ્રસિદ્ધ કરનાર
વૃજલાલ રામજી પારેખ.
ध्रांगध्रा.

આવૃતિ ૧ લી.—પ્રત ૧૦૦૦

નડિયાદ

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૪—સન ૧૮૮૮.

કિંમત દોઢ આનો.

# परत्रिय रति निषेधक बावनी

भट्ट. चतुर्भूज वि. दुरगाशंकर विरचित.

છપાવી પ્રસિદ્ધ કરનાર
વૃજલાલ રામજી પારેખ.
ध्रांगध्रा.

આવૃતિ ૧ લી.——પ્રત ૧૦૦૦

નડિયાદ
સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૪——સન ૧૮૮૮.

કિંમત દોઢ આનો.

# नेक नामदार खुदावींद माहाराजा धीराज अखंड प्रौढ प्रतापी मीरजां महाराओश्री७ महाराओ श्री खेंगारजी सवाइ बहादूर

## કવીત.

સર્વ[1] તણા દિલ દ્રુમ સુશીલ છાલે મદેલ,
સરસ શોભાવનાર સંપત્તિ વિચાર છે;
વિલોકવામાં આવે જ્યાં વસ્તુઓજ શીલવિન,

---

૧ સર્વના દિલ રૂપી ઝાડ જેને શીલ ગુણ રૂપી છાલ મઢાઈ રહી છે, તે વૃક્ષને સારી રીતે શોભાવનાર સંપત્તિ-શોભા ( પાતરાં પુષ્પ આદિની ) તે વિચાર છે. આમ સર્વ ઠેકાણે શીલમય દુનિઆ થઈ રહી છે. કુશીલ ક્યાંઇ પણ કોઈ જોવામાં આવતું નથી. ફક્ત પેટી પટારા આદિ વસ્તુઓને શીલ લગાવે છે પણ જ્યાં એ વસ્તુઓજ શીલવિનાની છે એટલે ચોરીનું તો કોઇ નાગ પણ જાણતું નથી-સર્વ કોઈ વિશ્વાસુ છે. એવો સત્યનો તો વ્યવહાર ચાલેલો છે; અને શ્રીમાન્ મહારાઓશ્રીના વિદ્યા ઉત્તેજનથી વિદ્યા વધતાં સર્વ કોઈ વિવેકી છે, વાયુથી ભ્રમિત થએલ એવા વાજાઓમાંજ માત્ર અવિવેકતા છે, સબબ તેને જે કોઈ જેમ બજાવે તેમ વાગે; આમ નીતિમાન નરેંદ્રે વિદ્યાને ઉત્તેજન આપી દેશને શોભાવ્યો છે.

સર્વે સ્થળ એ અચળ સત્ય વ્યવહાર છે;
વિદ્યા વિશેષ વધવાથી વાથી ભ્રમિત એવા,
વાદ્યમાંજ અવિવેકતાઈ કૈં વસેલ છે,
મહા નીતિમાન નૃપતિથી આમ દેશ શોભ્યો,
પુસ્તક શોભાવા રાઓ ખેંગાર આધાર છે. ૧

---

### વસંત તિલકા વૃત.

ખંગાર[૧] ખેલ ખળનો ક્ષય કારી ખલકે,
શૃંગાર ઉંચ ઉપકાર તણો સુ ઝલકે;
ભૃંગાવલી શી મતિ સુમન ગુણ ગ્રાહી,
ગંગાવલી શી નીતિ પાવનતાજ દાઈ. ૨

ચતુર્ભૂજ વિ. દુર્ગાશંકર ભટ્ટ.



---

૧ આકાશમાં રહેલ અગ્નિ–સૂર્ય તે જેમ પતંગીઆના ખેલનો નાશ કરે છે તેમ મહારાઓશ્રી ખેંગારજીનો ખેલ લુચ્ચાનો કેવળ નાશ કરનાર છે, વરસાદ જેવો ઉંચો ઉપકાર તેનો પણ સૂર્ય શૃગાર છે તેમ મહારાઓશ્રી ખેંગારજી ઉંચા ઉપકારની શોભા છે. ભ્રમરાની પંક્તિ પુષ્પમાંથી જેમ ગુણ ગ્રહણ કરે છે, તેમ જેમની મતિ પંડિતના ગૂણ ગ્રહણ કરનારી છે, ગંગાના જળની ધારાની પંક્તિની પેઠે જેમની નીતિ કેવળ પવિત્રતાઇજ આપનારી છે.

 3205

# परत्रिय रति निषेधक बावनी.

## મંગળાચરણ.

---

**શાર્દૂલ વિક્રીડિત વૃત.**

જે જાલંધર કેરી જુવતિ તણું સુવૃત્તને ભાંગવા,
તે સંગે છળ ભેદથી રમી પછી કુશાપ પુરો થવા;
લક્ષ્મીના કુવિયોગથી વિકળ થૈ વેરાન રાને ફરે,
નીતિ ધર્મ ધરે દળી કુશીલ, એ,[1]–રક્ષા તમારી કરે. ૧

---

૧ વિષ્ણુ ભગવાન–રામ આ રામાવતાર બાબત પુરાણમાં એવી બીના છે કે જાલંધર જે ઇંદ્રનું અભિમાન ઉતારવા રૂદ્રે ગણ ઉત્પન્ન કર્યો હતો અને સમુદ્રથી અવતાર ધરી જેની વૃદ્ધિ હતી, તેનાથી યુદ્ધમાં ઇંદ્ર અને ઉપેંદ્ર ( વિષ્ણુ ) એ બન્ને હાર પામતાં પ્રપંચના પૂતળા રૂપ નારદ ઋષિ મારફત જાલંધરનો ઘાટ ઘડવા બાબતનો પ્રપંચ ચાલ્યો. રૂદ્ર સિવાય બીજાથી એનો વિનાશ થાય એમ નહોતું. નારદે જાલંધર પાસે જઈ પ્રસંગને અનુસરી તેની રીદ્ધિ સિદ્ધિને બહાદૂરીની પ્રશંસા કરીને પાર્વતિની અભિલાષાએ ચડાવ્યો. એ અભિલાષાએ તે રૂદ્રસાથે યુદ્ધે ચડયો. જાલંધરની સ્ત્રી વૃંદા મહા સતી ( પતિવૃતા ) હતી. એ વૃતની કાયમતા સુધી તેના પ્રભાવે જાલંધરનું મૃત્યુ થાય એમ નહોતું. તેથી વિષ્ણુએ જાલંધરનો વેશ લઈ છળથી તેનું વૃત ભંગ કર્યું જાણ થતાં વૃંદાએ તેની સ્રીનું હરણ થવાનો શ્રાપ દીધો. આમ વિષ્ણુને પણ પોતાના કુકૃત્યનું ફળ ભોગવવું પડયું. સિતાને રાવણ હરી જતાં મહા અઘોરવનમાં પરિતાપ પામી રઝળતું

# લાવણી.

દીનાનાથ દયાળ દામોદર દીનથી દુઃખ ભાંગે છે. એ રાગ.
પર ઓરતપર રતિ[1]વંત રતિ[2]—આસક્તિ કદી નવ ધરશો,
ધરશો આ શિખામણ મનમાં પાપરૂપ એ પરહરશો. ટેક.
મદન[3] મદેથી માતા થઈને પર ઓરતથી લપટાઇ,
ડાઘી ધરતાં કપટાઇ ટપ[4] પટુડાઇથી[5] જાતું પટાઈ[6];
પટાંગરો પાડી પોલાઓ[7] લહાંણ કહુ જેનો નરસો. પર ઓ૦ ૧
વિષયવાળી એ વિષની વેલી[1] કાળાશે રેલાએલી,
સુતા દુર મેળાવેલી સંગ કપૂત કરતા કેલી;
તેલી[2] પટ સમ મન મલીન રહે ઇચ્છાથી છેલી સમજો. પર ઓ૦ ૨

પડયું; તો પણ નીતિ ધર્મનો ત્યાગ કર્યો નહિ. જે નીતિ સર્વત્ર પ્રકાશ છે અને અનીતિએ ચાલનારાનો નાશ પણ કર્યો, વાળીના અંત સમયે પણ પ્રગટ કર્યું જે પરસ્ત્રીપર કુદૃષ્ટિ કરનાર એ પાપરૂપ છે; તેને માર્યાનું પાપ લેખ્યું નથી. આમ કુશીલવાનનો નાશ કર્યો ને ધર્મિષ્ઠ ને નીતિવાનનું રક્ષણ કર્યું આવી વાત પુરાણમાં છે. તે તમારૂં રક્ષણ કરો.

૧ [1] ચૈતન્યવાળા-પ્રીતીવાળા. ૨ રતિની આસક્તિ અથવા પ્રીતિની આસક્તિ-જરા પણ આસક્તિ. ૩ કામદેવ ૪ તુરત ૫ ફોસલાવવાથી. ૬ છેતરાઈ. ૭ પોલાર ખાતાવાળાઓ-ભોળાઓ.

૨ [1] વિષયથી ભરેલી એ ઝેરની વેલ છે. ઝેરનો રંગ કાળો હોય છે તો કાળાશ જેનાવિશે રેલાએલી છે. ૨ ઘાંચી તેલનું નામ સ્નેહ કહેવાય છે તેમ સ્નેહ એટલે હેત. તો તેલને લીધે ઘાંચીનું લૂગડું જેમ મેલું રહે છે તેમ એવા સ્નેહની ઈચ્છાથીજ મન મેલું રહે છે.

પર ઓરત એ થોર ઘટા અંતરમાં ઝેરી સ્નેહ ઝરે,
કરે હરેકજ હરકત હરદમ તે પાસે કંઈ વાસ ધરે;
અંગ સુઝાડે આંખ દુખાડે માટે તે નહિ અનુભવશો. પર ઓ૦ ૩
સાપણી સરખી પાપણી નિરખી મોહો માં દૃષ્ટે કરડો,
કરડે કષ્ટે કુષ્ટિત થાવું હિત આવું એ હેત વડે;
ભ્રમિત થઇ મૂર્છિત થઇ અંતે અંતક આગળ ઉતરશો. પર ઓ૦ ૪
સોને રસી સમશેર સરસ શૃંગાર રસે શુર સોહાઈ,
ધાઈ ધંધમાં અંધ થઈ બંધેજ તોડવા એ સ્હાઇ,
ચેતી ચિત ચાહી નહિ ચોંપે તોડો નિજ તન મનની નસો. પરઓ૦ ૫

૩ થોરની ઘટા દેખાવે રળીઆમણી મોહકારક છે પણ જેની અંદર ઝેરી ચીકાશ–ચીકણો પદાર્થ ઝરે છે, તેમ પરસ્ત્રી મોહકારક તથાપિ જેનો સ્નેહ ઝેરી છે, થોર પાસે રહેવાથી તેના ઝેરના યોગે અંગ સુજે છે અને આંખ દુખવા આવે છે, તેમ પરસ્ત્રીથી શરીર અને આંખો માર અને રોગથી સૂજે છે, અને દુખે છે.

૪ એ પાપ કરનારી સાપણી સરખી ઝેરી છે પણ વિષમતા જે આંખથી કરડે છે પણ જે હેતને ચાહનારને, તો દૃષ્ટિથી કરડતાં મોહ ન પામો કારણ એવા હેતથી હિત તો ફકત વસમી પીડાથી કોડવાળા થવું અને ભ્રમિત ને મૂર્છિત થઈ અંતે અંતક જે જમરાજ તેની પાસે જવું પડે. સર્પના ઝેરથી ભ્રમ મૂર્છા ને મૃત્યુ થાય છે, તેમજ રકતપીડ કોડ વિગેરે પણ થાય છે.

૫ સોનાના ઘરેણાથી શોભીતી અથવા સોના સરખી રંગમાં, તો પણ તે સોનેથી રસેલી તરવાર સરખી સમજવી; તે શુરાઓ જેમ યુદ્ધના જોસ્સામાં બેભાન થઈ શત્રુઓના બંધેજ તોડવાને ધરે છે, તેમ શૃંગાર રસમાં શોભીતા યુવાનો કામના જુસ્સાથી અંધ

સરિતા[૧] તુલ્યે નીચ વનિતા[૨] કઇ નીચે સ્થળ ગમન ધરે,
જોષ આવતાં દોષ વિના પણ તટ[૩] તરવરનો[૪] નાશ કરે;
મૂલવાન[૫] કે મૂલવિનાના નાસે કુલ[૬] પર[૭] અપર[૮] સો. પરઓ૦ ૬

જળ સમ સર્વ ગમન, પરજાળે,–પાવક સમ, ત્યમ કંપાવે,
વાયુ સમ વળિ મહિ સમ બહુધા બીજ ધરે નભ સમ ખાવે;
પંચ મહા ભૂતની ભૂતણુ જીવ લેવા જેનો જીવ તરસ્યો. પર ઓ૦ ૭

---

થઈ એવી સ્ત્રીઓને પોતાના શરીરનોજ બંધ તોડવા સ્હાયે છે, સમશેરની પેઠે એ શરીરનો બંધ તોડેજ છે.

વળી સમશેર એક શરીરનોજ નાશ કરે છે પણ આતો તન અને મન બન્નેનો નાશ કરે છે.

૬ [૧] નદી. ૨ પરસ્ત્રી. ૩ કિનારો–તુરત. ૪ તર + વર=સુંદરપતિ. ૫ મૂળવાળું–ઈજતદાર. ૬ કિનારો–કૂળ. ૭ ઉપર–બીજું ૮ નીચે. પોતાના જેવું–પતિનું.

નદી જેમ કેટલાય નીચા સ્થળમાં ગતિ કરે છે ને પાણીનો જોશ આવતાં કંઇ પણ દોષ વગર કાંઠાનો અને મોટા ઝાડોનો નાશ કરે છે તેમજ કાંઠા ઉપરનાં ને નીચેનાં મૂળવાળાં કે મૂળવિનાના તમામ વૃક્ષનો નાશ કરે છે. તેમ હલકી સ્ત્રી કઈક નીચે ઠેકાણે અયોગ્ય આચરે અને જોષ ચડતાં ગુન્હા વિના પણ ઉત્તમ પતિ હોય તેનો પણ તુરત નાશ કરે ને ઇજતવાળા યા ઇજત વિનાના બન્ને કૂળ ( પોતાના પતિનું તેમ યારનું એ બન્ને ) નાશ પામે.

૭ પાણીની જેમ બધે ગતી છે તેમ એવી સ્ત્રીનું બધે અયોગ્ય કર્મ છે; અગ્નિની પેઠે એ બાળે છે, પવનની પેઠે એ ઘણાક દુ:ખથી ધ્રુજવે છે; પૃથ્વી જેમ અનેક વૃક્ષાદિના બીજ ધારણ કરે

દામનિ સરખી પરકીય દારા નીરવાન સાથે રમશે,
ચમક બતાવી નેન નચાવી રંગ મચાવી કંચઇ ભમશે;
આવી આગળ આવી તો ઝટ જળાવી દે જીંદગી-વરસો. પર એ૦ ૮

પરકીય પ્રમદા રાત્રી સરખી અંધારા રૂપે અદકી,
દુર[1]ભક્ષક ક્રુર વંચક[2] કામી ચોરતણો આધાર નકી;
કુમુદની[3] વૃદ્ધિકારક શુદ્ધિહારક[4] જ્યાં હાઠ ઠરયો. પર એ૦ ૯

---

છે તેમ એના અયોગ્ય કર્મની હદ્દ નથી. આકાશને વિશે સર્વ બ્રહ્માંડાદિ રહેલ છે–એટલે આકાશે સર્વનું ભક્ષણ કરેલું છે, તેમ એ તમામનું ભક્ષણ કરનારી છે. એમ આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પંચ મહાભૂત ગણાય છે તો એવા પંચ મહાભૂતના ગૂણ જેનામાં વસેલા છે એવી પંચ મહાભૂતની બનેલી ભૂતણ જેનો જીવ ભોગીઓના જીવ લેવાનેજ તરસ્યો છે.

૮ દામની–વિજળી જેમ પાણીવાળાં વાદળાની સાથે ક્રિડા કરે છે તેમ લંપટ સ્રી નીરવાન જે પૈસાદાર અથવા પાણીદાર પુરૂષો સાથે રમવાની. તેમ વિજળીના દેખાવની પેઠે એનો સ્નેહ અચળ નથી રહેતો, તેમજ વિજળીની પેઠે એ જેની પાસે આવે છે તેને બાળી તેની જીંદગીનો તુરત નાશ કરે છે.

૯ રાત્રી વિશેષ કરી અંધારાથીજ ભરેલી છે ને જે ખરાબ વસ્તુ ભક્ષણ કરનાર ને ક્રુર ઉચ્ચાર કરનાર ( ઘુવડ ) કામી (ચંદ્ર) ને ચોરનો તદન આધાર છે, જેમાં પોયણીનો વિકાશ થાય છે આવી રાત્રી તે શુદ્ધિહારક એટલે નિદ્રા આપવાના હાઠથી ભરેલી છે. તેમજ પરકીય સ્રીસાવ અજ્ઞાનતાથી ભરેલી ખરાબ ભક્ષણ કરનાર ને નિર્દય ઉચ્ચાર કરનાર કામી અને ચોરનો આધાર છે, તેમજ (કુ-

પરકીયકેરૂં કલેવર વરવન સ્તન પહાડ સરખા શોભે,
કંઠ હાર નદી બે કાંઠામાં રોમરા આછા તૃણ લોભે;
કામ સિંહનો વાસ તહાં શું મોજી મૃગ અચ્છું ઈચ્છશો. પરઓ૦ ૧૦
મોહ મહા મહિલામાં મહિમાં સબબ સબળ શોભા ભાસે,
સોનાનો ઘટ દૂધ ભર્યો ત્યમ કામની કેરો દેહ દિસે;
વિષ ભળેલું દૂધ વિનાશક પરત્રિય મન તેન પારખશો.પર ઓ૦ ૧૧

---

મુદ) ખોટા આનંદનો વધારો કરનાર ને શુદ્ધિનો નાશ કરવાનો ઠાઠ જેને વિશે છે.

૧ ઘુવડ-નઠારો શબ્દ ઉચ્ચારનાર. ૨ કામથી ભરેલા-ચંદ્ર. ૩ પોયણું-નઠારો આનંદ. ૪ શુદ્ધીનો નાશ કરનાર-ઊંઘ.

૧૦ એમ જબ્બર વન સરખું પર સ્ત્રીનું શરીર કહ્યું; મૃગને સ્વભાવિક રીતે મનોહર વનની આપેક્ષા થાય, પણ પાહાડાદિ ધાડું જંગલ જ્યાં સિંહનો હમેશાં વાસ હોય ત્યાં મૃગની કુસળતા નહિંજ. તેમ મૃગ સરખા મોજી પુરૂષોનો નાશ થાયજ. મૃગને સપાટ મેદાનનો નિવાસ છે તથાપિ શોખી બની અયોગ્ય મન લોભાવે તેનું ફળ પ્રત્યક્ષ નાસ એજ.

૧૧ મહિલા=સ્ત્રી. કામની=કામથી ભરેલી સ્ત્રી. ઘટ=ઘડો.

દૂધમાં ઝેર મેળવેલું હોય તેવું પારકી સ્ત્રીનું મન છે. ઝેરને ચાખી પરિક્ષા લેતાં કેવળ વિનાશ થાયછે, તેમ પર સ્ત્રીનું મન જોતાં પણ વિનાશજ છે-સબબ પૃથ્વીમાં સ્ત્રીના દેહની શોભા છે એજ મોહનું કારણ છે. આથી એવી પરસ્ત્રીથી શું વિનાશ છે? તો શોખીન પુરૂષો એના મોહથી પરીક્ષાની અપેક્ષા ધારો તો એ વિષ છે, એટલેથી સમજો.

મયૂર સમ જે મૂખ મધુરી બેશ રંગીલી ચાલવિશે,
મેહ વિનાની વિશ્વ વદે વળી ચિતરાઇ રહી ચતુરદિશે;
ભોગી ભક્ષ કરનારી નારી એ ઉરે ઝેરી રો ખસુસ ખસો. પર ઓ૦ ૧૨
કામની કેરી કામની ક્રીડા કીડા કેરી કૃતિ સરખી,
કોલી ખોખું કરે ખરેખર લોહી માંસ પણ લે ભરખી;
દરખ્તમાં દર કરી સુકાવે ચુસ્ત બની ચુસી રસ કસો. પર ઓ. ૧૩
કાચું ઠામ માટીનું તેમાં નિર ભરવું નિરભયતા ધરી,
પણ અધવચ કે પૂરૂં ભરાતાં ગળી ફૂટી જાએ નિર ઝરી;
પર-દારાનો દેહ દિસે ત્યમ પાપી-ઘટ એ નવ ભરશો. પર ઓ. ૧૪

---

૧૨ મયૂરી=ઢેલ. ચતુર=ચતુરપુરૂષો. ચતુર=ચાર. ભોગી=સર્પ. ભોગી ભોગ ભોગવનાર. રંગીલી=૧ રંગવાળી. ૨ મોજીલી.

ઢેલ જેમ મોઢે મધુરી હોય છે ( તેનો કંઠ સારો કહેવાય છે.) તેમ પરત્રિયા મીઠું બોલનારી હોય છે. ઢેલની ચાલ ( ગતિ ) સારી કહેવાય છે તેમ એ ( પરકીયા ) રંગીલી ચાલમાં બેશ ( ઠાઉકી ) હોય છે. ઢેલને વિષય નથી હોતો એમ દુનિઆ કહે છે, પણ તેમ નથી, તેમજ પરક્રિયાને દુનિઆ સારી ધારે છે, પણ તેવી હતી નથી, ઢેલ ચોગમ ચિત્ર વિચિત્ર ચીતરાએલી હોય છે, તેમ એવી સ્ત્રી ચતુર પુરૂષો તરફ ઓળખાએલી હોય છે, સબબ તેના કરતુત એવાઓના સમજવામાં હોય છે, ઢેલ જેમ સર્પનું ભક્ષણ કરે છે ને ઉરે ઝેરી હોય છે તેમ તેના હૃદયને વિશે ઝેર હોય છે ને ભોગીઓનું ભક્ષણ કરે છે એટલે નાશ કરે છે.

૧૩ કામની=સ્ત્રી. કામની=રતિભોગની દરખ્ત=ઝાડ.

૧૪ નીર=પાણી. નીરભયતા=નિડરપણું. દારા=સ્ત્રી. પાપીઘટ=પાપનોઘડો.

ફંદ ફસાવા કાજ ફિતુરી રાચી કંઈ ઉપાય રચે,
હડસેલી દે હડહડતામાં પાપ ફૂટશે ફક્તેજ બચે;
બચો પિડાઓ કે મરીજાઓ જળી જળી પાડી ચીસ્સો, પર ઓ. ૧૫

મીઠા મીઠા વેણુ વદીને વધુ વખાણુ કરશે વારૂ,
પૂરી પામવા પૂરી શિઆળે વાયસને કીધો ચારૂ;
ખ્યાલ કરે એ ખ્યાલ તણો બાલક તો મોટા નહિ ખીલશો. પર ઓ ૧૬

ઠમકાથી તે પર નવ ઠરવું ડરવું દેખી કપટાઈ,
છળ કરીને નિજ પતિને છળવા કેવી ધરે એ ભલમનસાઇ;
કોણુ માત્ર પછી તમે માતબર ત્યાં ટકવા તત્પર ન થશો. પર ઓ ૧૭

એક તરફ વિલોકે જો કે અવર તરફ ઝૂકે તોયે,
અન્યને અંગથી ભાવ બતાવે કંઇ જાતું વળી ચિત પ્રોવે;
કોય ન એને નિજનું તલપે મતલબથી જેના હરષો. પર ઓ. ૧૮

ભમાવીને વળી બહુ સ્થળ ભમતી મમતીને ત્યાં પ્રીત કશી,
છેવટ વટ કે નોક નિજનો રાખવોજ એ હામથી વશી;
ફસિએ નહિ એવા કાંટાથી ટાંપી શું? ભાથી પુરૂષો!! પર ઓ. ૧૯

અવર ઓરતમાં ઔર તરેહનું અચરજ સરખું નથી કાંઈ,
અચરજ પણુ મૂરખ એ દેખી જલદી જાતા અંજાઇ;
ઝાંઇ પડેછે તે સમ ચોગમ પરિજનને કાળો અરસો. પર ઓ. ૨૦

આગે શિખામણુ આપી ગયા કંઈ આગ તમારી ઓલાવા,

---

૧૬ પૂરી=પહોંચેલી વાયસ=કાગડો. ચારૂ=સુંદર. ખ્યાલ=તોલ. ખ્યાલ=વાત. ખીલશો=દીવાના બનશો.

૧૮ વિલોકે=જુએ. તલપે=આતુર થાય. ૨૦ ઝાંઈ=પ્રતિબીંબ છાંયા પરિજન=સહવાસ રાખનાર. અરસો=વખત. ૨૧ આગળ સા-

પંદી નંદને આનંદેથી ગાય દૂધ દીધાં પીવા;
વિવિધ દૂધ પણ સ્વાદ એકજ એહ દાખલો દીલ વસ્યો, પર ઓ. ૨૧
પર પતિના અભિલાષે કાંતિ હીણા હોવું જગમાં,
ચંદ્ર કામના ક્ષણિક ચહરકે ક્ષયપણું પામી રહ્યો નભમાં;
કલંક ને ક્ષય હોય અચાનક વળી ચાનકી વણ રડવડશો. પર ઓ. ૨૨
ભોગથી ભોગી ભોગજ મળશે રંગથી અંગજ રંગ જશે,
તરફડશો ત્રોડે ત્યમ તનમાં પ્રમેહ ચાંદી આદિ પિડશે;
રગરગમાં રૂગા રોગોથી રાંકા થઇ ઓ રગરગશો. પર ઓ. ૨૩
કામા માટે કુત્તા માફક કરવા કઇ હીણા કામા,
માફ માગવી ઘાલી પૂછડી છડીદાર મળતા સામા;
વાર નહિ હડકાયું હોતાં ઠીક રીતે પછી શું ઠરશો? પર ઓ. ૨૪
સ્વાદ નથી પણ ખાદ સર્વદા યાદ રાખીએ એ ઉરમાં,
દૂર્યોધન રાવણ જેવાને દાદ મળી એવા શુરમાં;
સુરમા વળી બ્રહ્મા ઇંદ્રાદિક શરણ તોય ના ઉગરશો. પર ઓ. ૨૫
જાલંધર જેવો જોધ્ધો પણ અભિલાષે લપશી લય થ્યો,

---

મળ ભટે નંદ રાજાની વાત લખીછે. નંદને તેના વજીરની સ્ત્રીએ જાૂદી જાૂદી ગાયના દૂધથી સમજાવ્યું જે શ્યામ ઉજ્વળ વિગેરેમાં સ્વાદ સરખોજ છે આથી પાપ કર્મ કરાવનાર મોહ તે ઉતર્યો છે. ૨૨ ચંદ્રવ્યભિચારથી ક્ષય દશાને પામેલ છે એમ પુરાણમાં લખ્યું-છે કલંક=ડાઘ, બદનામી. ક્ષય=નાશ. ચાનકી=રોટલો. ૨૩ રંગ=છંદ. તેજ=કાંતિ ત્રોડે=કળતરે, અપોચની વ્યાધીએ. ૨૪ કામા=સ્ત્રી. કામા=ધંધા. ૨૫ એવા શુરમાં=એવા શુરાતનમાં. શુરમા=બહાદૂર. ૨૬ જાલંધર બાબત મંગળા ચરણમાં જણાવ્યું છે કીચક અને

કૌરવ કૂળનો કેર થયો શી દુરદશાથી દુ:શાસન મુઓ;
વળી નવાણું ભ્રાત સાથ કીચક કચરાઈ વન્હીમાં વસ્યો. પર ઓ ૨૬
અનેક દુખ પામ્યા છે એથી મુઆ કૈક જણુ વણુ મોતે,
કૈક તણા ભંગાયા હાડો હાડીઆ થઈ ભટક્યા જો તે;
એ લતથી નાસે દોલત વાંસે પત જઈ પતિત પતે મરશો. પર ઓ ૨૭
માન મટે મનુષ્યોમાં ધાડું માઠું સો વિશ્વાસ કરે,
અગીઆરા આંગણે ગણાવે પામે શું નિવાસ ધરે;
ધરે હાય હરદમ હોયે એ ફંદી ફાંસીમાં જો ફસશો. પર ઓ. ૨૮
ઘરમાં સો ધધલાવી ઘાલે સગા સંબંધી સૌ ખાળે,
લુચ્ચો કહીને સર્વ લોક ઉદ્ધત બનીને વદતા આળે;
કાળે પાણીએ વસવું સારૂં આથી નરતો જન્મ કસ્યો. પર ઓ૦ ૨૯
જેની નથી ઇજત આ જગમાં ગમાવી નિજ જીંદગી એણે,
કરતાના કડવા નેણે ત્યમ ચાહન ધિક હીણા કે'ણે;
સ્વાદ પછી શું મનુષ્ય જાતિનો પશુ પણામાં પેશી વસો પર ઓ૦ ૩૦
પામો નહિ અહિ કદાપિ આપ્ત મફત ફતેહ મારો ફટકી,
નામોશી ફટકે ફટ શબ્દે નષ્ટ ઝપટ સ્થળ રે' ભટકી;
તમા વિના તિસ્મારી મારો આરો પણ પ્રભુ પાસ કસ્યો. પર ઓ૦ ૩૧
કપટાઈ જુલમાઇ લુચ્ચાઇ જોરાઇ વળી મળે સહાઈ,

---

કૌરવનો નાશ દ્રોપદીની અભિલાષાથી થયો હતો. વન્હી=અગ્ની. ૨૭ હાડીઆ=કાગડા. આ પક્ષી બહુ ચકોર છે તેની પેઠે હુશીઆરી ધરાવતાં પણ જેના હાડો ભંગાયા. લત=છંદ, આદત. પત=આબરૂ. પતિત=પાપી, ભ્રષ્ટ થએલ. પતે=પતના રોગથી.

૩૨ ફટકી=ચળી. ફટકે=થોડીવારમાં. ઝપટ=તમામ. ૩૫ સ-

થવું વ્યભિચારી પણ ત્યાં કારી કરગરતાં ફાવે નહિ કાંઈ;
તો એ બુરી મસ્તાઇ કરતાં પસ્તાઇ પછીથી રડશો. પર ઓ૦ ૩૨
જર જમીન ને જુવાની વાળા જથાવાન જાજ્જૂલ્ય હશો,
અભૂલ્ય દુખ અંતે છે અદકું ઉદકી એમાં નહિજ ફસો;
ફસશો પછી જ્યારે જમ ફાંસે ત્રાહી ત્રાહી ત્યાં તરફડશો પર ઓ૦ ૩૩
વિષય વાંછતાં વિભ્રમ થાતાં પ્રથમ મીષ્ટ મનથી ગણશો,
ખુલાસાથી થઈ લાસવત્ અભાવથી અતી બણુ બણશો;
અરે! કીધું શું! પાપ કારમું! એ ખેદે ખુદ ખદખદશો. પર ઓ૦ ૩૪
સુંદર સુંદરી દ્રષ્ટે પડતાં મોહ થતાં વિચાર કરો,
કોણ કૂળ પિતા કુણ માતુ વડીલનો વળી નોક નરો;
એહ આપણો ધર્મ પ્રભુ છે સર્વે ગામી રે! હાય ખસો. પર ઓ૦ ૩૫
એમાં કઈ સારી વસ્તુરે મોહ મસ્ત થઈ પાપી થવું,
વસ્તિ વધવાના વિધિ કેરા વિધાનથી ઉલટું ધસવું;
સેવવોજ સંસાર સ્થાપવા નિજ બિજ કેરો જુસ્સો. પર ઓ૦ ૩૬
કામ કર્યું કંઇ કામ કરીને મરીને પણ નિજ રૂપ રહે,
એનું પરિબળ અવિચળ રેવા મોહવિશે સૌવસ્તિ વહે;
પણ સ્વકિયાથી સરસ સુખ એ પરત્રીયથી પામર પડશો. પર ઓ૦ ૩૭

---

વૈગામી=સર્વ ઠેકાણે જેની ગતિ છે. સર્વવ્યાપક. ૩૬વિધિ=બ્રહ્મા.જગતબનાવનાર૩૭કામ=કામદેવ. પરમેશ્વરેકામનેબનાવીને શું કામ કર્યુંછે કે મરતાં છતાં પણ પુત્રને યોગે પંડે કાયમ રહેછે કારણ પિતાના સર્વે ગુણ પુત્રમાં આવેછે. વળી કીર્તી કાર્ય પુત્ર વડે પૂરૂં બનેછે. બાણ ભટ્ટે કાદમ્બરી તૂટક મુકી તો પણ તેના પુત્રે તે સમાનતાએજ પૂરી કરીછે. વળી વેદની શ્રુતિમાં કહ્યું છે **आत्मा वै जायते पुत्रः**

નિયમિત કામે નિપજી નૌતમ પુત્ર પૂરી પ્રખ્યાતિ લહે,
અવળે મારગ પળી પલિતો પતો પામવા વ્યર્થ ચહે,
અનિયમિત અન્ય ઓરત સંધાતે ઘાતક કામ ન આચરશો. પરઓ૦ ૧૮

---

ઊંધા કેછે ઉમ્મર થાતાં ઊંબર પૂજનારી ન મળી,
કલેવર વિશે કષ્ટ કરે કુર કામ કુડો પાપીષ્ટ કળી;
માનીનીથી મળવું મનથી એ મન માન્યો ઉપાય વરયો. પર ઓ૦
(ઊપરની ટેક.)

હાયા હાયા આ નિર્બળતા બૂરી બાળનારી સાંભળતાં બળ,
ઊંચ પણું આ આર્ય તણું વળી રદ ગઈ આથી સર્વે કળ;
તન તોરીનું તત્વ વિચારો નપુંસક પછી નાહીંમતી થશો. પર ઓ૦
પચીસ વરસ, લગી રસની વૃદ્ધિ વદે વેદ વૈદક વિવેકી,
ત્યાં સુધી સઘળાએ રે'વુંબ્રહ્મચર્ય વૃત વિશે સુ ટેકી;
તે અધવચ કાચપમાં હારી ધીક ધીરજ ધ્રુજી ધસસો. પર ઓ૦
એહ ઉમ્મર સુધી વિધવિધની વિદ્યા શીખવી સુખદાઈ,
ભલમનસાઇ ઇજત વધતાં આવી મળે સર્વે ભાઇ;
બાકીવાનું અથડાવાનું પછડાવાના પાપી બિપો. પર ઓ૦

પચીશ વરસની અંદર વિર્ય ખંડિત થાય એટલું નુકશાન છે. જેનો વિવાહ થએલો નથી એવો સારો જોગ મળેલો છે તેણે તો ઈશ્વરી પાડમાની ત્યાં સુધી વિદ્યાભ્યાસ કરવો. શરીરના બંધેજથી કૌવત અને વિદ્યા હોતાં ગમે ત્યાં પૈસા આદિનું સુખ પ્રાપ્ત કરી શકાય છે. એવા પુરૂષને લક્ષ્મી પંડેજ ભેટેછે, તો ભલમનસાઇ એ ચાલતાં જેની ઈજત વધેલી છે એવા પુરૂષોનો વિવાહ નમળે એવું તો કવચિતજ બને છે. વળી જેની ઉમ્મર મોટી થઇ ગઈ છે અને વિદ્યાભ્યાસ

પરત્રિયથી પરિવાર વધે કદી પીટણુ એ ફોકટ જગમાં,
થયા બાળની હોય નિર્લજી વૃતિ વત્તી એ મારગમાં;
જમીન બીજનો ગુણ છોડમાં શું અચરજ એમાં કરશો. પરઓ૦ ૩૯
છોડી છાકટી ને નકટી થઈ અઘોર અઘને આદરશે,
બાપતણે શિર પાપ તણાશે હીજડા ન એથી હરખે;
તેથી પણ નરતા તેવાઓ આવો રસ છે તે નરસો. પર ઓ૦ ૪૦
પર વનિતાના વિલાસ વિશે અઘ ઓછું છે એમ ભણે,
પરણી પરથી મોજો માણે તેમાં ઘોખો શું જ ગણે;
વળે એમ વિચારો જેમાં પુરૂષાતન નહિ પાય વસો. પર ઓ૦ ૪૧
ઉમટી અબળાથી આથડવું પ્રબળપણું એ પ્રૌઢું નહિ,
દેશ આપણો કલેશે પિડિત આમ ઉચરવું અહીં તહી;
નપુંસકતાથી નષ્ટ થતાં રે કંઇ હિત નહિ કરી શકશો. પર ઓ૦ ૪૨
રંડા એ આ દેશ રંડવા થઇ રંડી વાંસે ફરવું,
નીચને ચીંતા નહિ ચિત્તમાં ઉંચ પ્રત્યે છે ઉચરવું;

---

નથી થઇ શકયો તોપણ આબરૂદાર કોઈકનેજ એવી હાલતમાં રહેવું પડે છે. માટે દુનિઆમાં સારી આબરૂ કાઢવી જેની સારી આબરૂ કહેવાતી નથી તેની સાથે સંબંધ કરવો તેજ ભય ભરેલું છે. દુનિઆ સર્વ કોય ઇજતથીજ સારૂ કામ કરેછે. જેણે ઈજત છોડી તેને પછી કયું કામ કરવાને હરકત છે અને એવા બેઇજતદારનો વિસ્તાર થવાથી પણ દુનિઆને શું ફાયદો છે.

૩૯ વત્તી–વધારે. એ મારગમાં=વ્યભિચારી મારગમાં.

૪૦ એવા પાપથી હીજડા પણ હરખ ન પામે. તો એ વ્યભિચારીઓ હીજડા કરતાં પણ નરતા. ૪૧. પરણી=પરણેલીસ્ત્રી.

અરે આપણો દેશ ડુબે એ દાઝ દિલ નહિ દાખવશો. પર ઓ૦ ૪૩
બ્હાદૂરીના બ્હાર બજાવા મતલબીના ઊંધા મતથી,
ખાએશથી અજમાંએશ કરવા એશ કરે પર ઓરતથી;
એ ઉદ્દેશો લેશ વિનાજ થયા કંઈ શેષ સમા પુરૂષો. પર ઓ૦ ૪૪
બહાદૂર નર રણ શૂર થયા વળી નૂર દેશનું જે નરદમ,
દમ છૂટે પણ ટેક ન તૂટે હારદ જેનું એ હરદમ;
જો દારૂ સમ પર દારાના દમામનો કીધો ન નિસો. પર ઓ૦ ૪૫
અસલ થકી આ આર્ય વિશે નિજ કૂળ તણો કંઈ છે કાંટો,
કદા કૂલીનો એ કટ થાતાં સુધી શુદ્ધ રાખ્યો ફાંકો;
દેશ હિતક થઈ દોસ્ત કદીએ ધૂળ એહમાં નહિ ધરશો. પર ઓ૦ ૪૬
ટેક તોરને માટ મુઆ કઇ પણ નિજ ધર્મ નિતિ ન તજી,
કોણ કોણના નામ દર્શે છે કાયમ ઈતિહાસેજ હજી;
ધન્ય ધન્ય એ વીર બધાને ગાને એ પ્રમુખે પુરૂષો. પર ઓ૦ ૪૭
અહીં આપણે કામ અધિક છે વખત વ્યર્થ કાઢી ન કઢાઈ,
નર નાયક જગ નાટક વિશે અદષ્ય રહી નિરખેજ કમાઈ;

---

૪૪ બહાદૂરીના બહાર બજાવવા=બહાદૂરીની ગર્જના ફેલાવવા તેમ નહિં પણ બહાદૂરીનો નાશ કરવા. એવા ઉદ્દેશના લેશ વિનાજ શેષ ( લક્ષમણ ) સરખા શુરવીર પુરૂષો થયા હતા. તો નીચ મતલબી એમાં બહાદૂરીછે એમ કહેછે તો તેમ નથી પણ ઉલટી નાશ પામેછે.

૪૬ કટથાતા=કપાઈ જતાં ફાંકો=ટેક. તોરો.

૪૭ ગાને= ગાયનમાં .એટલે જેનીજેની કીર્તિ ગવાય છે તેમાં નીતિવાન પુરૂષોની પ્રશંસા પ્રથમ છે.

૪૮કઢાઇ=તવાઇ,દુખપામી. ધરથીપ્રથમથી. રથી=યોધ્ધો, બહાદૂર.

નીતિ વધારી દેશ સુધારી વિચારી ઘરથી રથી ઘસો. પર ઓ૦ ૪૮
સજ્જન ફ્રરજંદ નિજ ટેકને નેક વિવેકથી નહિ મૂકે,
સાધારણુ જણ સંગ પ્રસંગે અનંગ ઉકરાંટે ચૂકે;
કારણ કુસંગથી કોરે થાતું કોરા તો કામી રે'શો. પર ઓ૦ ૪૯
કુસંગ સંગે અણ સમજણમાં કદી આરંભાયું અવળું,
લાયક જનનું મન પસ્તાઇ વેગે આબરૂ માંહિ વળ્યું;
અગણિત એવા ઉદાહરણ શૃષ્ટિમાં સ્થળ સ્થળ સાંભળશો. પર ઓ૦ ૫૦
ના લાયક ને નીચ તુખમનાને લાખો ઉદ્દેશ કરો,
શરમ નહિ શ્રવણે કે નયને ફરે જીવ કાળાશ ભર્યો;
તો ડાઘ સૌ ઉજળે ભાળે કાળે કાળો ડાઘ કસ્યો. પર ઓ૦ ૫૧
કામ કળાનો સ્વાદ ચહાતો સ્વકિયાથી કલ્લોલ કરો,
પુરૂપ જન્મનો લહો લોકમાં લાવણ્યતામય લ્હાવ નરો;
ભાવ ચતુર કહેવાનો એછે ગુણીયલ ગુણ માટે ગ્રહશો. પર ઓ૦ પર

